ॐ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રીયોગામૃત કલ્પતરૂ પુષ્પ ૧ લું.  સંવત ૧૯૮૪.

સનાતન વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્ય પ્રજાના

પરમ ઉપાસ્ય પરમાત્મા

# ॥ (ॐ) प्रणवराज दर्शन ॥




લેખક તથા પ્રકાશક:—

શ્રીમત્ પ. પ. સ્વામી શ્રી વિનાયક યોગી મહારાજ.

શ્રીગણપતિ મંદિર—લુણાવાડા.

હાલ ક્ષેત્રનિવાસ—ચોરીખડકી—ભરૂચ.





પ્રત ૧૦૦૦.

મૂલ્ય ૦-૪-૦.

॥ શ્રી સદ્ગુરવે નમો નમઃ ॥

"यतोधर्मस्ततो जयः ॥" "सत्यात् नास्ति परो धर्मः ॥"

# સનાતન વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્ય પ્રજાના

# સજ્જન ઉપાસક બંધુઓને સૂચના.

સનાતન ધર્મની પ્રણાલિકાએ શ્રુતિ સિદ્ધાન્ત ૐકારની તથા ૐકારના આકારમય શ્રીમહાગણપતિની રંગીત **છબી** મળી નં. ૨) તથા તેની સમજનો **નિબંધ** આપ શ્રીમાનને વિના મૂલ્ય **પ્રસાદરૂપે** મોકલ્યાં છે તો સ્વિકાર કરી **જ્ઞાન ભક્તિ સમયે** તથા **ધ્યાન સમયે** તેનો સદુપયોગ કરી કૃતાર્થ થશો.

**આવી રીતે સદ્બોધામૃતનો** વારંવાર લાભ આપવા માટે અમોએ

**" सनातन धर्मादा फंड "**

ખોલેલું છે તેમાં સ્વધર્મ સેવારૂપ **દાન આશ્રય** આપવાને ઊદારતા પૂર્વક આપશ્રી પવિત્ર **હાથ** લાંબો કરવા ઇચ્છના હો તો **હસ્તે પરહસ્તે** આ ફંડ ખાતે **આઠ** આનાથી લગાયત પોતાની **યથાશક્તિ** મુજબની રકમ નીચેને સરનામે મોકલી આપી, સનાતન ધર્મની વૃદ્ધિ ઇચ્છી, સ્વદેશ સ્વધર્મિ બંધુઓનો અભ્યુદય જોશો અને પોતાનું કલ્યાણ પણ કરશો.

હાલ—ભૃગુક્ષેત્ર (ભરૂચ) } શ્રી. પ. પ. સ્વામીશ્રી વિનાયક યોગી
ક્ષેત્રનિવાસ-ઓફિસ ખડકી. } મહારાજ. (લુણાવાડા વાળા).

ॐ नित्येतदक्षरमिदं सर्वम्

तस्योपव्याख्यानम् भूतं भवत् भविष्यत. इति॥

॥ મંત્રાર્થ:॥ ॐકાર એ પ્રકારે તે અક્ષર જ આ સર્વ છે. તેજ જાણવા, સમજવા, વિચારવા, ઉપાસવા યોગ્ય છે. ॐકાર પરમેશ્વર ભૂતકાળમાં હતો. વર્ત્તમાનકાળમાં છે. અને ભવિષ્યકાળમાં પણ હોવાનો છે. એમ ત્રણે કાળમાં તેજ અવિચલ હોવાથી सत्यंज्ञानमनंतं ब्रह्म ॥ આ શ્રુતિ પ્રમાણે સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંતસ્વરૂપ સિદ્ધ છે.

---

સર્વ શબ્દથી અનંત કોટી બ્રહ્માંડનો સમાવેશ સમજવાનો છે. જેમાં દેવગણ, યક્ષગણ, કિન્નરગણ, વસુગણ, રૂદ્રગણ, બ્રહ્માગણ, વિષ્ણુગણ, મનુષ્યગણ, પિતૃગણ, પશુગણ, પક્ષીગણ, અસુરગણ, વૃક્ષગણ, જલનિધિગણ, પાષાણગણ, દૃશ્યગણ, અદૃશ્યગણ, દ્વૈતગણ, અદ્વૈતગણ, આદિ શબ્દ-સમૂહનો સમાવેશ છે. એટલે ॐકારમાંજ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય આદિ અનેક ત્રિપુટીઓનો સમાવેશ સમજવો જોઇએ. पूर्णमिदं० આ શ્રુતિથી તે પરમાત્મા પરમેશ્વર ॐકાર સર્વ શબ્દની બાજુથી એટલે દશે દિશાવડે પૂર્ણ સ્વરૂપ છે. એટલે અસ્તિત્વ તેનું જ છે.

પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વર ॐકારને અર્થ સત્તાસહ જ્ઞાન વિજ્ઞાનયુક્ત જાણવા, સમજવા વિચારવા, ઉપાસવા યોગ્ય માન્ય કરવા બે પ્રકારની લક્ષણા વડેજ સિદ્ધ છે.

**१ अन्वयलक्षणा.** **२ व्यतिरेकलक्षणा.**

**अस्तित्वनी** संज्ञावाळा ॐकार परमात्मानेज **अधिष्ठान**थी ओळखाय छे. **अस्तित्व** जेम सत्यस्वरूप, ज्ञानस्वरूप अने अनंतस्वरूप छे. तेमज **अधिष्ठान** पण तेज लक्षणयुक्त छे. जेमां अनंत (गण) समूहनो समावेश छे. तेमां उत्पत्तिथी लयपर्यंतनो समावेश जाणवो जोइए. तेथी उपरनी बन्ने संज्ञाथी ते **परमेश्वर** ओळखाय छे.

अनंत गण कोटीओ सह--सर्व शब्द समूह सह--अने यावत् **दृश्यादृश्य** सह सर्व दिशाना अनुभव सह--तेम त्रिकालना पूर्णपणाना सिद्धान्त सह **अधिष्ठाननुं** प्रतिपादन--ते ॐकारमांनी **अन्वयलक्षणा** कहेवाय छे. एम लक्षणयुक्त ते ॐकार परब्रह्म परमात्मा **स्वसंवेद्य ब्रह्म** कहेवाय छे. अने तेज **उपासना** करवा योग्य शब्दब्रह्म **उपास्य**--ध्येय--ज्ञेय--भूमा--**अर्थ** सत्ता सहस्वरूप कहेवाय छे.

**एटले** आ मथाळानी मांडुक्यनी अर्धश्रुति ते परब्रह्म परमात्मा परमेश्वरना **अन्वय लक्षणा**ना ॐकार उपास्य स्वरूपने प्रतिपादन करनारी छे. एम जाणवुं. हवे व्यतिरेक लक्षणाथी ते ॐकार परब्रह्म परमात्मा अधिष्ठान परमेश्वरने प्रतिपादन करनार अर्धभागनी श्रुति नीचे प्रमाणे छे.

---

**॥ यच्चान्यत् त्रिकालातीतं तदप्योंकार एव ॥**

उपर जणावेली "अन्वय लक्षणाथी प्रतिपादनरूप अधिष्ठान ॐकार परब्रह्म परमात्मा परमेश्वर के जेने **शब्दब्रह्म** पण

કહેવાય છે. અથવા જે ઉપાસના કરવા યોગ્ય ઉપાસ્ય **બ્રહ્મ** છે. તેનેજ આ બીજી **વ્યતિરેક લક્ષણાથી** પણ અનુભવાય છે. અને તે એવી રીતે કે—

કે જે સર્વ અનંત ગણ સમૂહ—સર્વ શબ્દ સમૂહ—દૃશ્યાદૃશ્ય સમૂહ—દશે દિશાના અનુભવ સમૂહ—નામરૂપ સમૂહ—તેમ **ભૂતભવિષ્યવર્ત્તમાનરૂપ** ત્રિકાલ સમૂહની પૂર્ણતાના સમાવેશથી **અતીત** એટલે **રહિત**—અર્થાત્ પોતે—નિજ—અસ્તિત્વ—અધિષ્ઠાન સ્વરૂપ **સ્વયં**—સમાવેશની ઉપાધિથી રહિતપણાએ **પૂર્ણ** એવી સંજ્ઞાવાળા, જ્ઞેય, ધ્યેય, ભૂમા, ઉપાસ્ય સ્વરૂપમાં અન્ય લક્ષણાથી રહિત—તેજ ૐકાર પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વર **વ્યતિરેક લક્ષણા** સ્વરૂપ ગુણાતીત **ત્રિકાલાતીત**—કહેવાય છે. જેને અન્યનામથી પરબ્રહ્મ **પરસંવેદ્ય** પણ કહેવાય છે. ઉપાસ્ય સ્વરૂપમાં **શ્રેષ્ઠ જયેષ્ટત્વ છે.**

જેમ નદીઓની ઉત્પત્તિ સ્થાન **સમુદ્ર** હોવાથી સમુદ્ર **અસ્તિત્વસ્વરૂપ અધિષ્ઠાન** છે. તેમ તાદાત્મ્યતા પ્રાપ્ત કરવાને તેનીજ **ઉપાસના** કરવી જોઇએ જેથી ઉપાસના કરતાં **ઉપાસક** અને **ઉપાસ્યની** તાદાત્મ્યતાનો અનુભવ થવાનો યોગ આ **અસ્તિત્વ**—અધિષ્ઠાનસ્વરૂપ **સ્વસંવેદ્ય**—ૐકાર પરબ્રહ્મ પરમાત્મા ઉપાસ્ય પરમેશ્વરના **અન્વયલક્ષણાના** સિદ્ધાન્તરૂપનુંજ છે. એટલે **શબ્દબ્રહ્મ નીજ ઉપાસના** કરવી જોઇએ.

ઉપાસના કરતાં કરતાં તાદાત્મ્યતા—(તદ્રૂપતા—સ્વસ્વરૂપ) અનુભવથી જેમ નદીઓ સમુદ્રમાં મળતાં (એકરસ થતાં) પછી **નદી** કે **સમુદ્ર** કહેવા કે જાણવાપણું રહેતું નથી. તેમજ

ઉપાસ્ય ૐકાર સ્વસંવેદ્ય **શબ્દબ્રહ્મ** પરમાત્મા અધિષ્ઠાનની અભેદતા સ્વિકારાતાં ઉપાસક કે ઉપાસ્યનો ભેદ રહેતો નથી. એ **પરસંવેદ્ય** ૐકાર પરમાત્માની **વ્યતિરેક લક્ષણાના** સિધ્ધાંતનો અનુભવ છે. એટલે **પરબ્રહ્મ**નીજ પ્રાપ્તિરૂપ જીવન્મુક્ત **બ્રહ્મવેત્તા** આપોઆપ **બ્રાહ્મણ** છે. જેમ બરફનો કકડો પાણીમાં પાણીરૂપ થાય છે તેમ જીવાત્મા—પરમાત્મા ૐકારમાં તદરૂપ થાય છે.

ૐકાર પરમેશ્વરનું **શબ્દબ્રહ્મ** સ્વસંવેદ્ય ત્રિકાલાત્મક સ્વરૂપ **ઉપાસ્ય** છે. ત્યારે **પરબ્રહ્મ** પરસંવેદ્ય ત્રિકાલાતીત સ્વરૂપથી. **સ્વસ્વરૂપાનુસંધાન**રૂપ શાન્તિ મેળવવા યોગ્ય છે. ત્રિકાલાતીત પદપ્રાપ્તિ માટે પ્રકૃતિ બુદ્ધિ—માયાસહ **જીવાત્મા-ઈશ્વરાત્માનો** સમાવેશ પ્રથમ **ઉપાસ્ય**માં કરી પછી **સ્વસ્વરૂપાનુસંધાન** કરવું જોઇએ. ૐ પરમેશ્વરની પૂર્ણતા હોવાથી તેમાં **વિભાગ** પડી શકતા નથી. પણ માયા **બુદ્ધિ**ના યોગે ૐ પરમેશ્વરમાં **ઇશ્વર** અને **જીવ** એવા બે વિભાગ નીચેની સમજણપૂર્વક સમજવા.

1 ૐ પરબ્રહ્મ—પૂર્ણ **પરમેશ્વર** સ્વસંવેદ્યરૂપે **શબ્દબ્રહ્મ ઉપાસ્ય** છે. પરમેશ્વરના પૂર્ણપણાથી **ઋતંભરા** બુદ્ધિ પ્રકૃતિ તેમાં **લય**રૂપે કહેવાય. કેમકે તુર્યાતીત **બ્રહ્મ** છે.

૨ ઈશ્વર એટલે તુર્ય ચતુર્થપાદનો પુરૂષ—શિવ માયાવિહારી યોગથી ત્રીગુણ માયામય જગતનો **કર્તા-ધર્તા** અને કર્તાની સર્વ સત્તા ધારણ કરનારો છતાં **આહં સાક્ષીરૂપે** અકર્તા અને ૐકાર **પરમેશ્વરનો પરમઉપાસક યોગી** છે.

૩ **જીવાત્મા** તે **ત્રીગુણ**રૂપ **ત્રીપાદ**રૂપ પ્રકૃતિ માયા **બુદ્ધિના**

વિહારમાં મોહ પામેલો, ઇન્દ્રજાળ જગતના દૃશ્યભોગમાં **અહંકારાસુર**ના બળથી **મમતાસુર**ની આધિનતા સેવતો ત્રણ અવસ્થાવાળા ત્રણ **દેહ**ના **અભિમાની** બંધનથી પોતાને જાણે છે. સ્ત્રી–પુત્ર–ધન–પૃથ્વી રાજ્યભોગ વૈભવવિલાસના મોહલોભનો **મોહી**–તેમજ જગતના એવા મોહીજનોથી માનની **અપેક્ષા** રાખનારો–માયા બુદ્ધિરૂપ રાહુથી ઘેરાયેલો–**પામરવિષયીરૂપ** અધોગતી ભોગવનારો **ભોક્તારૂપે** કહેવાય છે. તેજ **જીવાત્મા** ૐકાર પરમેશ્વરનો **ઉપાસક** છે.

એમ ૐ પરમેશ્વર **પરમાત્મા ઉપાસ્ય** છે અને **ઇશ્વરાત્મા** તથા **જીવાત્મા ઉપાસક** છે ૐકાર પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વરમાં એમ **અન્વય** અને **વ્યતિરેક** લક્ષણાથી બે પ્રકાર સહ પ્રથમ ઉપાસ્ય સ્વરૂપે ઉપાસના કરતાં **સ્વસંવેદ્ય** અને પછી તેમાં **સ્વસ્વરૂપાનુસંધાન** થતાં **પરસંવેદ્ય** તાદાત્મ્યતા પ્રાપ્ત થતાં સર્વ શબ્દાનુભવ લક્ષણા ધારણ કરનારી બુધ્ધિ–(પ્રકૃતિ–માયા–અધ્યસ્ત) **નિશ્ચેષ્ટારૂપ લયને** પ્રાપ્ત થાય છે. એટલે આ **જીવાત્મા** ઇશ્વરાત્મા નામનો ભેદ ટળીને પૂર્ણરૂપે પરમાત્માનો જ અનુભવ સ્વતઃસિદ્ધ છે.

આ ઉપરથી સિદ્ધાન્ત છે કે ૐકાર પરમેશ્વરમાં જ **ત્રિકાલાત્મક** અને **ત્રિકાલાતીત** આ બે લક્ષણોની અભેદ સમજણ ઉપાસકે અધિષ્ઠાન તુર્યાતીત પૂર્ણપંચમપાદમાં ધારણ કરવી જોઇએ.

ૐકારમાંજ પૂર્ણ **બ્રહ્મ પરમેશ્વરની** સંજ્ઞા સ્વતઃ પ્રમાણરૂપ છે. **જીવ** અને **શિવ** એવા પ્રકારે બુદ્ધિ (પ્રકૃતિ–માયા–અધ્યસ્ત) માં **અસત્પાદ–સત્પાદ** અને **સમપાદ** એને

નીચેથી ચઢતાં **પ્રથમપાદ રૂપદેહ–દ્વિતીય રૂપ દેહી–અને તૃતીય પાદરૂપ દેહદેહીની ઐક્યતા** સમતા રૂપે એમ ત્રિપાદના અભિમાનીની એકંદર **જીવાત્મા** નામની સંજ્ઞા જાણવી. તેમજ **ચતુર્થ** નેતિ–તુર્ય–પાદના અભિમાનીની **ઇશ્વર–શિવ પુરુષ** એવી સંજ્ઞા જણાવેલી છે. બુદ્ધિ (માયા) ને આધિન રહેવા વડે તેજ **જીવાત્મા** છે. અને બુદ્ધિને આધિન રાખનારો તે **ઇશ્વર** છે. આ ઉભય **નામ સંજ્ઞા અન્વય** લક્ષણા પૂર્વક પ્રભુ પરમેશ્વર ૐકાર પરમાત્માના અભેદ સ્વરૂપમાં માયા વડે ભેદ દર્શક સ્વરૂપ છે. છતાં **વ્યતિરેક** લક્ષણાના યોગમાં તે સર્વ બુદ્ધિ ભેદો સહ જીવ–ઇશ્વર–ૐકારમાં લય જાય છે એટલે માત્ર પૂર્ણ સ્વરૂપ **ૐ**કાર પરમેશ્વરજ **ઉપાસ્ય** સ્વરુપે તેમ **સ્વસ્વરૂપાનુસંધાનથી** સ્વત: સિદ્ધ છે. એમ **ચાર પાદ માયામય** અને પૂર્ણપાદ–પુર્ણ સ્વરૂપ **માયારહિત** ૐકાર પરમેશ્વરની ઉપાસના **વેદમાન્ય** છે.

વૈદિક સનાતન ધર્મની મર્યાદામાં આ ૐકાર પરમેશ્વરની **પાંચ માત્રા–પાંચ પાદ** રૂપ છે. તેમ સંહિતાઓમાં તથા ઉપનિષદોમાં પણ **પાંચ** પાદ રૂપે પરમેશ્વર ૐકારનું વર્ણન છે. પાંચ માત્રાના પ્રમાણ પૂર્વક માયાવી પંચકોનો સમૂહ વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણોમાં પ્રદર્શિત છે. જેથી પંચકોના સમૂહ રૂપથી આ **જગત** પણ પંચક રૂપમાં પ્રપંચ છે. વૈદિક સનાતન ધર્મમાં અર્થ સત્તા રૂપથી આ પાદના પ્રમાણના સિદ્ધાન્ત પૂર્વક **પંચાયતન દેવની** ઉપાસના કરવા **મંત્ર** સહિત આજ્ઞા છે. કેમકે ૐકાર પરમાત્મા પરમેશ્વરની **પાંચ માત્રા** છે.

૧ **પ્રથમ પાદ** તે જગદંબા—**બ્રહ્મશક્તિ—દેવી—બ્રહ્મ** ૨ **દ્વિતીય પાદ** તે સવિતા—આદિત્ય **સૂર્ય બ્રહ્મ**—૩ **તૃતીય સમ પાદ** તે **विष्णु ब्रह्म** ૪ **चतुर्थ पाद** તે **शिव ब्रह्म** તેજ **ઈશ્વર** એમ પ્રકૃતિ સહુ ચાર પાદની સમજણનું મૂળ **બિંદુ—અધિષ્ઠાન અસ્તિત્વ સિદ્ધ**—ૐકાર પરમેશ્વરનું પૂર્ણ—**પંચમ પાદ રૂપ गणपति ब्रह्म** છે—એમ વૈદિક વિધિની મર્યાદાએ **શક્તિ—સૂર્ય વિષ્ણુ—શિવ** અને **ગણુપતિ** એવા નામથી તે ૐકારની પાંચ માત્રા રૂપની પૂર્ણ ઉપાસના અનુક્રમે પ્રાપ્ત થતાં થતાં અંતે પરમેશ્વર સ્વરૂપમાં **સ્વસ્વરૂપાનુસંધાન** યોગે પૂર્ણ પરમ પદને પામે છે.[૧]

ૐકાર પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વરમાં નીચેના **ચતુર્થ પાદ** (ઈશ્વર) પર્યંત **વિવર્ત્ત** રૂપા પ્રકૃતિ બુદ્ધિમાં જગતના ત્રિવિધ પ્રકારના ભેદ ભાસે છે. તેજ **માયાવિકાર** રૂપની ઉપાસનાઓમાં નીચેની ત્રણ ઉપાસના **બંધન મય** કહેવાય છે. ત્યારે **तुर्य ब्रह्म** ની **ઈશ્વરોપાસના—મોક્ષમય** કહેવાય છે. તેથી ૐકાર સ્વરૂપ પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ **પાચમા પાદ** રૂપ **શ્રી મહાગણુપતિ** અથવા

---

૧ શ્રીમદ્ ભાગવત અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના ઉપર સર્વ માન્ય ટીકા કરનાર પરમ વૈષ્ણવ પરમાત્મા **શ્રીધર** મહારાજે સનાતન વૈદિક ધર્મની પ્રણાલિકાને યોગ્ય માન આપેલું છે. અને પોતે પણ જણાવી ગયા છે કે—ૐકાર સ્વરૂપ પંચાયતનમાં ભેદા ભેદ કરવો નહિં. **नारायणे गणरुद्रे अंबिके भास्करे तथा ॥ भेदाभेदान कर्त्तव्यः कर्त्तव्यो ब्रह्मघातकीः ॥ श्रीधरी टीकायां ॥**

બ્રહ્મણસ્પતિની ઉપાસના **બ્રહ્મવેદ બ્રહ્મૈવ ભવતિ** આ શ્રુતિ પ્રમાણ પૂર્વક **બ્રહ્મવિત્** (જીવન્મુક્ત–યોગી ) પરમપદની પ્રાપ્તિ રૂપ હોવાથી **બંધન મોક્ષથી** પરે શ્રેષ્ઠ **બ્રહ્મભૂતતાને** આપનાર છે. એટલે ૐકાર પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વરના ઉપસ્થિત પ્રકાર **સ્વસંવેદ્ય** સ્વરૂપ **શ્રી મહાગણપતિની** શબલ બ્રહ્મ ઉપાસનો એજ **અંતિમ** ઉપાસના છે એમ વેદ પ્રમાણ છે. **સ્વસંવેદ્ય બ્રહ્મ અધિષ્ઠાન** સ્વરૂપ હોવાથી તેજ **અસ્તિ** પ્રમાણ રૂપ કહેવાય છે. એટલે **વિગુણોપાસનાત્** સ્વરૂપે **અધિષ્ઠાને** પરબ્રહ્મની ઉપાસના તેજ **પતિના પતિ** સ્વરૂપની કહેવાય છે. કેમકે બુદ્ધિનો અંતિમ ભેદ મય જીવાત્મા અનુક્રમે ઉપાસનાથી ચઢી આવતો આવતો અંતે **સ્વસંવેદ્ય** ( શ્રી મહાગણપતિ ) બ્રહ્મની ઉપાસના વડે ઉપાસ્યની ઐક્યતાનો અનુભવ કરે. અને ભેદ બુદ્ધિનો **પરસંવેદ્યબ્રહ્મ** પ્રકારમાં **વિલય** કરે. એટલે માત્ર **સ્વસ્વરૂપાનુસંધાન** સાધ્ય થતાં અંતે પોતેજ પરમાત્મા અવશેષ છે. એવા અનુભવ છે. **ગુણાતીત–ગુણાતીત** અવશેષ **અસ્તિ** સ્વરૂપે છે. કે જે [illegible] સ્વરૂપે છે. આ વેદ સિદ્ધાન્ત તે આગ્રહી મત મતાંતર નથી.

ચતુર્થ—તૂર્યપાદ બ્રહ્મ પર્યંતની ચાર ઉપાસના પ્રકૃતિ બુદ્ધિયુક્ત હોવાથી **દેવી** (શક્તિ) બ્રહ્મ–સૂર્ય બ્રહ્મ–વિષ્ણુ બ્રહ્મ–અને **શિવ** મહેશ્વરાદિ નામથી **ઈશ્વરની** ઉપાસના કરતાં તે તે બ્રહ્મરૂપ નામનાં દર્શન માનસબલથી **મનુષ્યાકૃતિ** રૂપે આકારવામાં આવે છે. કેમકે **અધ્યસ્ત** પ્રમાણથી બંધ મોક્ષના

હેતુ રૂપ છે. પણ **બ્રહ્મભૂયતા**ના પરમપદ રૂપ અંતિમ **અસ્તિ** પ્રમાણભૂત–**આપ્તજન બ્રહ્મ** શ્રી **મહાગણપતિ**ના નામથી ઉપાસના કરતાં–**ગણપતિ દર્શન** ૐકાર પરમેશ્વર સ્વરૂપ ૐકારના આકારથીજ સ્વતઃસિદ્ધ છે. **ૐકાર સ્વરૂપમાં ઉભા ૐકાર જોવા: તે ગણપતિના દર્શન રૂપ છે.** તેજ **સ્વસંવેદ્ય બ્રહ્મ** ઉપાસ્ય છે. તેમ ૐકાર જેમ જોઇએ છીએ તેમજ જોવા એ **પરસંવેદ્ય બ્રહ્મ** ઉપાસ્ય સાથે અભેદતા છે. એમ **સ્વસંવેદ્ય** અને **પરસંવેદ્ય** રૂપ પ્રકારથી ૐકાર મય તાદાત્મ્યતા દર્શક ઉપાસના શ્રી મહા **ગણપતિ**ના દર્શનથી સિદ્ધ **બ્રહ્મ**ભૂયપદ પ્રાપ્તિરૂપ છે. **એટલે** નામના આગ્રહને સ્થાન નથી.

નીચેના **પ્રથમ** પાદ–**દ્વિતીય** પાદ–**તૃતીય** સમપાદ અને **ચતુર્થ** તુર્યપાદ–**બ્રહ્મ**ના નામની :ઉપાસનાના પવિત્ર **અભેદ બલ** શિવાય, **તુર્યાતીત પંચમ પાદ** શ્રી મહા ગણપતિના દર્શન રૂપ **શ્રી** ૐકાર પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વરની ઉપાસના થઇ શકતી નથી. ચાર પાદની ઉપાસનાના બલનો અનુભવ તે પંચમ ૐકાર સ્વરૂપમાં **અભેદ** રૂપ છે. તેથી બ્રહ્માકાર ઉપાસના પ્રકારથી **અભેદ યોગ** કદાપી નાશ પામતો નથી–તેમ કોઈ પ્રકાર કે નામ ભેદથી ઉપાસનામાં ભેદ નિંદા થતી નથી. તેથી **સનાતન ધર્મની કેસરી ગર્જના પંચાયતન અભેદ ઉપાસનાને અભેદ યોગ** રૂપમાં ગણે છે. અથવા **સમ્યક્ યોગ** કહેવાય છે. જેમ પહેલી–બીજી–ત્રીજી અને ચોથી ચોપડી ભણ્યાથીજ પાંચમી ચોપડીમાં જાય તે વખતે નીચેની ચાર બુકોની નિંદા ગણાય નહિં–કેમકે ચાર બુકોનાં બલરૂપ અનુ-

ભવથીજ આ પાંચમીની પ્રાપ્તિ છે. એમ પાંચમી ચોપડી તે ચાર બુકની ઐકયતા રૂપ **અભેદ યોગરૂપ–અધિષ્ઠાન** સ્વરૂપ **પંચમ** પાદ છે. જેથી સનાતન વૈદિક ધર્મના સિદ્ધાન્તમાં તે **અધિષ્ઠાન** (અસ્તિ પ્રમાણરૂપ) **ની મુખ્ય** ઉપાસના–અને અન્ય નીચેની ચાર પદની ઉપાસના તે **ગૌણ ઉપાસના** નામથી અભેદયોગની સમ્યક્ યોગરૂપ **ઉપાસના** સ્વતઃસિદ્ધ ૐકારમયજ છે.

ૐકાર પરબ્રહ્મ પરમેશ્વરનીજ ઉપાસના તે **શ્રીમહા ગણ-પતિ** નામની છે. **गणपति गण+पति** શબ્દાર્થથી સિદ્ધ છે. એક સંજ્ઞારૂપ **એક વચન**–બે સંજ્ઞારૂપ **દ્વિવચન**–અને ત્રણ સંજ્ઞા રૂપથી **બહુવચન** સિદ્ધ છે. અને ચાર અથવા તેથી વિશેષ અંક સંજ્ઞામાં गण ધાતુથી **संख्याने** એવા અર્થ **સમૂહ વાચક** ભાવથી સિદ્ધ છે. જેથી અનંત પણાની સાથે ૐકારમાં અનંત કોટી **બ્રહ્માંડગણ**ના સમાવેશ રૂપ દેવગણ, અસુરગણ, મનુષ્યગણ, પશુગણ, પક્ષીગણ, પાષાણગણ, આદિ અનેક **અનંત ગણની યોજનાના पति** પણાના અર્થથી ૐકાર સ્વરૂપાકાર **શ્રીમહાગણપતિ** નામરૂપ દર્શન અભેદપણાને જણાવે છે વળી તેજ ૐકાર શ્રી મહાગણપતિના પ્રતિપાદનમાં **पति पतीनां** આદિ શ્રુતિપુકાર છે તેમ **ब्रह्मणस्पति** નામથી. પણ અન્નાદિ પ્રાણ–મન આદિ અનંત **બ્રહ્મ** ગણની સંજ્ઞાના આધારે તેના પતિરૂપની **શ્રી મહાગણપતિ નામ દર્શનરૂપ** ૐકાર પુરૂષોત્તમ પરમેશ્વરની ઉપાસના સ્વતઃસિદ્ધ છે. **गणपति** શબ્દાર્થમાંજ ૐકાર સ્વરૂપના અસ્તિત્વ **અધિષ્ઠાનના** સ્વરૂપનો સમાસ

થતો હોવાથી ૐકાર એટલે **ગણ** સાથે પતિ અને ગણપતિ એટલે ॐकारज સ્વત: સિદ્ધ છે.

ૐકાર સ્વરૂપ **શ્રી ગણપતિ** સંજ્ઞામાં ગણ સાથે **પતિ** પણાની સમજણ **અધિષ્ઠાનના સન્માન** પૂર્વક વેદ વિધિરૂપની જાણવી. જેમાં પાંચેનો અભેદ સમાવેશ હોવાથી અને તેજ સ્વસંવેદ્ય–પરે **પરસંવેદ્ય** હોવાથી તુર્યાતીત–**ગુણાતીત** અવસ્થાતીત–ત્રિકાલાતીત તેજ છે કે જે **તુર્યબ્રહ્મ** ( ચતુર્થપાદ બ્રહ્મ ઈશ્વર )થી પરે **પરમેશ્વર** સ્વરૂપે **પુરૂષાતીત** અથવા **પુરૂષોત્તમ** કહેવાય તો પણ તે ૐકાર સ્વરૂપ શ્રી **મહાગણપતિજ** છે. પ્રકૃતિ **બુદ્ધિ** માયાના વિકારરૂપ ત્રિગુણની ઉપાસનામાં સત્વગુણ **વિષ્ણુ**–રજોગુણ **બ્રહ્મા** ( સવિતા ) અને તમોગુણ **રૂદ્ર**ની ત્રીપાદ ઉપાસનાનો સમાવેશ **તુર્યપાદ બ્રહ્મ** સદાશિવ માહેશ્વર–ની ઉપાસનામાં છે અને તુર્યપાદ **બ્રહ્મ**નો સમાવેશ **અધિષ્ઠાન** સ્વરૂપ ૐકારમાંજ એટલે સ્વસંવેદ્ય તુર્યાતીત **બ્રહ્મ**માં છે. અર્થાત્ માયા વિકાર ભાવ બાદ કરતાં **ગુણ** રૂપ દેવ પુરૂષોની કે ગુણાત્મકરૂપ **ઈશ્વરની** ઉપાસના જુદી પડતી નથી. ૐકારમાંજ થાય છે. શ્રીમદ **ભગવદ્‌ગીતામાં** શ્રીસદ્‌ગુરૂ **કૃષ્ણ** પરમાત્માએ પણ વૈદિક પંચાયતન ઉપાસનાનો અભેદ જણાવવા માટે **ॐ मित्येकाक्षरं ब्रह्म** व्याहरन् આ મંત્રથી **ૐકારની ઉપાસના કરવા આજ્ઞા કરેલી છે.** અને પોતાના મૂળ **વિષ્ણુરૂપની अक्षराणामकारोस्मि** આ મંત્રથી ૐકારમાંની **अकार** માત્રા **વિષ્ણુ** સ્વરૂપની છે એમ ૐકારમાં અભેદ બતાવી વૈદિક વિધિની મર્યાદા સાચવેલી છે. અર્થાત્ પંચાયતનમાં ગુણ

રૂપે—માયાનો સમાવેશ કરતાં **પાદ** માત્રારૂપની ભાવના અન્વય લક્ષણાથી બ્રહ્માકારરૂપે છે. તે પણ **ચતુષ્પાદ** પર્યંત **ગૌણુભાવ** છે. માટે વૈદિક સનાતન ઉપાસના પ્રકારમાં અભેદરૂપની યોજના ૐકારમાંજ ઘટાવી લીધી છે. આગ્રહી ઉપાસનામાં **તંત્રવિધિ યોગે-દેવની ઉપાસના** માન્ય કરીએ તો વૈદિક ઉપાસનાની મહત્તાને હાનીકારક નથીજ. તેમ ઉપાસના સિદ્ધ પણ નથી. ઉપાસનાનો **વૈદિકવિધિ** સનાતન હોવાથી **પુરાણોમાં** તેજ **વિધિ** અંગિકાર કરેલો જોવામાં આવે છે, કેમકે ઉપાસના સાથે **નવધાભક્તિ**નો સબંધ **અભેદ** રૂપનો છે. તેમ પંચાયતનના જુદા જુદા નામવાર પુરાણોની સંજ્ઞામાં પણ સર્વજ્ઞ **બ્રહ્મ**ભાવનો અનુભવ [illegible] **અધિષ્ઠાન** ૐકાર પરમેશ્વરમાં જણાવેલો હોવાથી અભેદરૂપનો છે. શ્રીભગવદ્ગીતામાં **ॐ मित्येकाक्षरं ब्रह्म** આ મંત્રથી **પંચાયતન અભેદ** સ્વરૂપની ઉપાસના કરવાની આજ્ઞા છે. **અધિષ્ઠાનની ઉપાસના**માં અન્ય **ચાર પાદ** કે **ચાર માત્રા**નો સમાવેશ તે ૐકાર બ્રહ્મજ છે. પુરાણોમાં તે અનુક્રમ શ્રીપુરાણોપનિષદી **શ્રીમાદ્ગલેય મહાપુરાણ**ની શ્રીયોગગીતામાં વર્ણવેલો છે. આ પુરાણને કોઇ **આંગીરસ** પુરાણ પણ કહે છે. વેદવિધિના અનુભવ પૂર્વક **ગાયત્રીની** ઉપાસના તેજ **દેવીબ્રહ્મ**ની ઉપાસનાથી પ્રથમ આરંભ કરતાં બીજી **સૂર્યબ્રહ્મની** ઉપાસનાનો યોગ પ્રાપ્ત થાય છે. એમ ઊભય પાદ તે **અસત્** અને **સત્ પાદ** છે. આ **ઉભય** ઉપાસના સિદ્ધ થતાં અંતે **સમયોગ** રૂપ **વિષ્ણુબ્રહ્મ**ની ઉપાસના—

અને એ **ત્રણે** ઉપાસનાના યોગબલથી **તુર્યશિવબ્રહ્મની** ઉપાસના પ્રાપ્ત થાય છે. એ પ્રકારે **ચાર ઉપાસના** યથાર્થ વિધીએ સિદ્ધ થતાં-કોઈ નામની ઊંચાનીચી નીંદા સ્તુતિ ન થતાં તેના પૂર્ણ યોગબલથી ચાર પાદના **અધિષ્ઠાન** સ્વરૂપ-**અસ્તિત્વ** સ્વરૂપ-**સ્વસંવેદ્ય** બ્રહ્મસ્વરૂપ-ૐકારમય ૐકારના **આકાર** સમાન-શબ્દાર્થ સત્તા અભેદરૂપ **શ્રી ગણપતિની** ઉપાસના છે. તે અંતિમ-ઉપાસનાના યોગે પરે-**પરસંવેદ્ય** સ્વરૂપમાં જ્ઞાનભક્તિના બલથી ૠતંભરા બુદ્ધિ આદિ અનંત બ્રહ્માંડોનો લય કરી જીવન્મુક્ત-યોગી-બ્રહ્મવેત્તા **બ્રહ્મભૂયતાને** પામે છે. એમ વેદની સનાતન મર્યાદા પુરાણમાં અનુક્રમે છે. **આવો સનાતન અનુક્રમનો અનુભવ બીજાં પુરાણોમાં દર્શાવેલો નથી. જો હોય અને કોઇ વિદ્વાન તે વૈદિક પંચાયતન અનુક્રમ પ્રસિદ્ધ કરશે તો લોક કલ્યાણમાં પોતાનું કલ્યાણજ છે.**

માત્ર ૐકાર પરબ્રહ્મ પરમેશ્વરનો શુદ્ધ આકાર **શ્રી ગણપતિના** સ્વરૂપમાં અભેદ છે. તેમ **ગણપતિનો** આકાર પણ ૐકાર પરમેશ્વર સ્વરૂપે અભેદ છે. તેથી તે **ૐકારરૂપી भगवान् यो वेदादौ प्रतिष्ठितः ॥** તેજ **गणपति** પરબ્રહ્મની અંતિમ ઉપાસનાં **ૐકારનીજ** ઉપાસના છે. એમ વેદો શાસ્ત્રો પુરાણોની ઐક્યતા હોવાથી-અત્યાર પર્યંત થયેલા માહાત્માઓમાં **રામદાસસ્વામી-જ્ઞાનેશ્વર** મહારાજ-આદિ મહત્ પુરૂષો પણ માન્ય કરી લખી ગયા છે. તેમ **વૈદિકવિધિનાં કર્મોમાં**

પણ **મંગલાચરણથી** અનેક પૂજાના **અધિકારમાં આદિ પૂજનાધિકાર** તે ૐકાર સ્વરૂપાકાર **શ્રીમહાગણપતિ** મહારાજનોજ છે. અને તેમજ પૂજા થાય છે. આ સનાતન વૈદિકધર્મની **પ્રણાલિકા**માં ૐકાર પંચાયતનને સમાવેશ હોવાથી ગણપતિને **આગ્રહીમત** કહેવાતો નથી. તેમ **આગ્રહી ઉપાસના** પણ નથી. આવી રીતે પાંચ પાદ ક્રમથીજ–બ્રહ્મના **અર્થવાચક** અને **સત્તાવાચક** સ્વભાવેજ અભ્યાસ કરતો ઉપાસના કરનાર અધિષ્ઠાન સ્વરૂપ ૐકાર બ્રહ્મની પૂર્ણતાને જાણી ઉપાસના કરે છે. એટલે ભેદાભેદ રહેતા નથી. તેજ શ્રીમહાગણપતિ સ્વરૂપે પ્રત્યક્ષ સિધ્ધ ૐકારનું સ્વરૂપ સ્વતોત્થાન ભાવથી છે **ગણ વિનાનો પતિ કોણ ? ? ? તેમ પતિ સંજ્ઞા વિના ગણ પણ કોણ ? ? ?** એટલે ૐકાર સ્વરૂપાકાર ૐકારજ આ **ગણ** સહિત **પતિ** સ્વરૂપે ઇષ્ટ **ઉપાસ્ય** પંચાયતનની અભેદતાથી છે. આ ઉપરથી સ્વતઃસિધ્ધ સમજવું ઘટે છે કે–આ પંચાયતન સ્વરૂપ દેવમાંથી પોતાને ચાહે તેને ઇષ્ટ માની **મધ્યમાં** બેસાડી અન્ય **ચાર** દેવ સ્વરૂપને ચાર બાજુએ બેસાડી પંચાયતન ૐકાર પૂર્ણની પૂજા કરો. એટલે **ગણ** સાથે **પતિ** ૐકારનીજ પૂજા થાય છે. એમ તે **ગણપતિ** શબ્દની મહત્તા–**અર્થ**–અને **સત્તાવાચક** પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપની છે.

અધિષ્ઠાન સ્વરૂપ ૐકાર પરમેશ્વરના **અંગિ** પણામાં પૂર્ણતાનો અનુભવ કરીજ લેવો. એટલે **મતમતાંતર** વાદનો આપે નાશ થાય. ૐકારના અંગમાં પંચાયતનની ગોઠવણ

કરતાં ગણરૂપ **ચાર દેવની ચાર** દિશા અને મધ્યમાં બેઠેલા દેવની **પતિ** રૂપ ભાવનાથી આપોઆપ શ્રી મહાગણપતિ કે ૐકાર પ્રત્યક્ષ સિદ્ધ થાય, અટલે **શક્તિ-સૂર્ય-વિષ્ણુ સદા-શિવ** અને **ગણપતિ** એમ પાંચેથીજ સંપૂર્ણતા છે. જેથી કોઇ દેવની **મનુષ્યાકાર** મૂર્તિ ચીતરી તેના હૃદયમાં ૐકાર બતાવવાની જરૂર પડવાની નથી. ૐકારનો સ્વતોત્થાન ભાવતે ૐ આવી રીતે **સ્વસંવેદ્ય** શ્રીમહાગણપતિના **મુખનેજ** સમજાવે છે. **દેવ** કે **મનુષ્ય** કે સર્વનું સાચું ઓળખાણ **મુખ** ઉપરજ હોય છે. **મુખ** ઉપરથી આ અમુક દેવ કે અમુક માણસ છે એમ સ્વતઃ સિદ્ધ થાય છે એમ ગણપતિના આકારથી **શ્રી** ૐકાર **મુખ** દર્શનથી આપોઆપ સિદ્ધ છે અને ગણપતિ શબ્દથી **અર્થરૂપે** અને **સત્તારૂપે** ગણ અને પતિ શબ્દનો અભેદાર્થ તેમ પૂર્ણપણાની સત્તામાં ૐકારમય સર્વ રીતે **પંચાયતન** સિદ્ધજ થાય છે. જેથી **શિવ** પ્રમુખ પંચાયતન માંડીને કે **વિષ્ણુ** પ્રમુખ પંચાયતન સ્થાપીને પોતે અભેદરૂપે પૂજા કરો તો પણ તે **ગણ** અને **પતિ** ના પ્રમુખપણાથી તે ૐકાર સ્વરૂપાકાર **ગણપતિજ** સ્વતઃ સિદ્ધ છે એમ એ દેવોનું અભેદ તુટતું નથી. અને વેદ વિરૂદ્ધ જવાની પણ જરૂર નથી. આમ **શૈવોએ** અને **વૈષ્ણવોએ** પોતાના આગ્રહીવાડાઓના મતમતાંતર ભેદોનો લય કરવો. કે કોઈ **અન્યાશ્રયી** કહેવાયજ નહિ.

વિશેષ ખુલાસા માટે **ૐકાર, બ્રહ્મ ઉપાસના** અને **મૂર્તિપૂજા** નામનો ગ્રંથ જોવાને સર્વ **શૈવો-વૈષ્ણવો-સૌરો-શાક્તો**

અને ગાણપત્યો તેમ ઈતર વૈદિક અવૈદિક ઉપાસક બંધુઓને પોતાના કલ્યાણાર્થે પ્રેમ જણાવવામાં આવે છે.

ૐકારજ અનેક બ્રહ્મનો પણ બ્રહ્મ સ્વરૂપ છે. એટલે ૐ કાર પરમેશ્વરનું ધ્યાન કરતાં પોતાના હૃદયમાં તેનો બાહ્યાંતર આકાર જ્યોતિતાદાત્મ્ય ભાવને પામવો જોઇએ. અને તેમાં **જીવાત્મા** પોતાનો ચેતનરૂપ ચેતન વિકાસ જુએ. એટલે વ્યાપક **સર્વ વિકાસ** સિદ્ધ થાય છે. સર્વ વિકાસના અંતમાં અનુભવની શિમાએ ધ્યેયાકાર **પૂર્ણ વિકાસ**ની સિદ્ધિ થતાં અન્યભાવ ન રહેતાં **અનન્ય ભાવ** થાય છે. જેમ **નાદબ્રહ્મ**ની ઉપાસનામાં **નાદમય** તદાકાર ભાવ પ્રાકટ્યને પામે અને પછી **અનન્યતા** સિદ્ધ થાય. તેના કરતાં વિશેષ બલવાન આ ૐ કારના **ચેતન** વિકાસ આકારમાં **તદાકાર** રૂપે સિદ્ધ થતાં વાર લાગતી નથી. એટલે તત્ સમયે **મનુષ્યાકાર મૂર્તિરૂપ આકાર**–વિજાતી માયાનો બાહ્ય ભેદમાં લય જાય છે. એટલે ઉપયોગી નથી. માંટે ધ્યાન કરનારે ૐકારના ધ્યાન સમયે માત્ર **ૐકારમય ધ્યાન** કરવું. **મનુષ્યાકાર** કોઇ મૂર્તિ કામ આવનાર નથી. **એમ** સ્વતઃસિદ્ધ **અનુભવ** છે. **મનુષ્યાકાર** કોઇ મૂર્તિનું **ધ્યાન** મનુષ્યાકાર ધ્યાનની **તાદાત્મ્યતા** આપે તો તે ૐકારમય કહેવાય નહિ. ૐકારનુંજ ધ્યાન ૐકારાકાર ધ્યેય સ્વરૂપમાં **પૂર્ણ વિકાસ પરમપદ** સ્થાનની પ્રાપ્તિ કરનાર છે. જીવાત્માની બાહ્ય મૂર્તિ મનુષ્યાકારની છે. તે પોતાના મનુષ્યાકાર ધ્યાનના **દેવોની મૂર્તિમાં ધ્યાન** કરતાં મનુષ્યમય વિકાસની સ્થિતિમાં રહે. અંતરે ચેતન વિકાસ સમયે **હૃદયગત**

ૐકારના આકારથીજ ચેતનવિકાસમય થાય. તેથી ૐકારના ધ્યાનમાંજ **પૂર્ણવિકાસ** છે. જેથી **મનુષ્યાકાર મૂર્તિરૂપ કોઇપણ દેવાદિકનું ધ્યાન**—( બ્રહ્મભૂયતા ) **પરમપદની પ્રાપ્તિરૂપ નથી.**

અત્યાર પર્યંત **અર્થવાચક** ૐકારના સ્વરૂપ અને આકારનો મહિમા વર્ણવ્યો છે. હવે **સત્તારૂપને** જાણવાની જરૂર છે. ૐકાર પરમેશ્વરની અધિષ્ઠાનભૂત **પતિઓના પતિરૂપની સત્તા.** તે પૂર્ણપણાને લઇને ઋતંભરા **બુદ્ધિ પ્રકૃતિ** માયાને પોતાનામાં સમાવવા રૂપની મુખ્ય છે. તેથીજ મહાગણપતિની **સ્રીરૂપ ભાવવાળી બુદ્ધિનો** યોગ વર્ણવાય છે. હવે ચોથા તુર્ય—નેતીપાદમાં તે પરમેશ્વરજ નીચે ઉતરતાં ઈશ્વર કહેવાય ત્યારે તે **બુદ્ધિનો સાક્ષી** એવી **સત્તાથી** કહેવાય છે. તેજ **સદાશિવ** મહેશ્વર છે. તેથી નીચે ઉતરતાં પરમેશ્વરજ સાક્ષી મટીને **અંતર્યામી—અથવા વ્યાપક** રૂપ કહેવાય તે પણ બુદ્ધિમાં અંતરગમન કરનારો બુદ્ધિમાંજ વ્યાપક થઇ રહ્યો છે. ત્યાં **બુદ્ધિરૂપ ગુણ** એમ વેદશાસ્રો સત્તાને વર્ણવે છે. આ ત્રીજે પાદ—સમપાદ **વિષ્ણુ શબ્દની** સતાના ભાવથી છે. ત્રીજા પાદમાંથી બીજા **સત્પાદમાં** ઉતરે ત્યારે **અંતર્યામી** સંજ્ઞા **રહેતી** નથી બીજા પાદમાં **પ્રકાશક** એમ સત્તા ધારણથી **બુદ્ધિનો પ્રકાશક** તે સવિતા—સૂર્યરૂપ સત્તાથી વર્ણવાય છે. **સર્વસ્થાન** પાદને પ્રમાણ છે. આગળ તેથી પણ નીચે ઉતરી **પ્રથમ પાદ અસત્** પાદમાં ઉતરે ત્યારે **બુદ્ધિજ** સ્વયં **પ્રકાશ રૂપે—જગદંબા, દેવી,** શક્તિ રૂપથી દેહમાં પ્રત્યક્ષ

સિદ્ધ કહેવાય એમ સત્તારૂપથી **પતિસંજ્ઞા, સાક્ષીસંજ્ઞા, વ્યાપકસંજ્ઞા. પ્રકાશકસંજ્ઞા–અને પ્રકાશસંજ્ઞા**થી ગણપતિ–શિવ–વિષ્ણુ–સૂર્ય અને શક્તિ એમ ૐકારમાં પંચાયતન અભેદ રૂપથી સેવાય છે. તે મુમુક્ષુજનને જાણવા સમજવા માટેજ છે.

અવૈદિક વિચારના પોતાના આગ્રહી મતમતાંતરના મનાવેલા અને માનેલા **ઇશ્વરના** નામને તેમ પોતાના આગ્રહને સાચો જણાવવા આ ૐ કાર પરબ્રહ્મ પરમેશ્વર શ્રી મહા **ગણપતિના** વેદોક્ત પુરાણોક્ત સ્વરૂપના **સ્વતઃસિદ્ધ** પ્રમાણને માનતા નથી એટલું જ નહિં પણ શ્રીમહાગણપતિ તે **મહાદેવના પુત્ર** છે એમ બોલે છે. તેમ વેદોથી સિદ્ધ આદી અધિષ્ઠાન બ્રહ્મ સ્વરૂપને આદિ **પૂજનાધિકાર** છતાં મહાદેવજીએ તે અધિકાર આપ્યો એમ સમજાવે છે. એટલે શ્રીગણપતિની **મહત્તા** ઢાંકવાના પ્રયત્નો કરે છે. પણ જે વાત વેદોથી સિદ્ધ છે. તે ફરી શકનાર નથી. તુર્યપાદ બ્રહ્મ ઇશ્વર પુરૂષ **મહાદેવના** તે **તુર્યાતીત મહાગણપતિ** ઇષ્ટ પરમેશ્વર છે. અને ૐકાર સ્વરૂપ હોવાથી તેનુંજ સમાધિ સમયે નિત્ય ધ્યાન કરે છે. એમ સ્કંદપુરાણમાં સાફ સાફ છે. ध्याने मनसिमेजातः पुत्रत्वं पालय प्रभो ॥ शिव पुत्र इतिख्यातो लोकेस्मिन्भगवन्भव ॥ તેમજ શ્રીમદ્ પુરાણોપનિષદ્ મોદ્ગલ મહાપુરાણમાં પણ समाधिजं परंब्रह्म तदेव पुत्र उच्यते ॥ अतःसमाधि जौयोमे गणेशः पुत्रतांययौ ॥ ઇત્યાદિથી નિશ્ચય છે કે મહાદેવજી પોતે કહે છે કે મારા **મનમાં ધ્યાન** વડે મારા ઇષ્ટ ૐકાર સ્વરૂપને ઉત્પન્ન કીધા તેથી તે મારા પુત્રરૂપે **“શિવપુત્ર”** એમ ગણાય તો તે હરકત નથી. બાકી તે મારા ઇષ્ટ **ધ્યાન કરવા** યોગ્ય તત્વ સ્વરૂપ **પરમાત્માજ** છે. તેમજ નંદિકેશ્વરના **પ્રશ્નથી**

મહાદેવજી કહેવા લાગ્યા કે તે પરબ્રહ્મ પરમેશ્વર ૐકાર પ્રભુને મેં સમાધિમાં ઉત્પન્ન કરેલા પુત્ર છે એમ બોલે છે. આટલાજ મ ટે સમાધિમાં ઉત્પન્ન થયેલા તે મારા પુત્ર રૂપથી વેદમાં પણ शिवसुताय એમ જણાવેલું છે. આ ઉપરથી એવા અજ્ઞાન જનોના વિચારોને કદાપી સત્ય માનવા નહિં. તે શિવસુત તરીકે આ પંચાયતન ૐકારમાં બેઠેલા નથી પણ પરબ્રહ્મ પરમાત્મા ઇષ્ટ ઉપાસ્ય અધિષ્ટાન તરીકે આ પંચાયતન ૐકારમાં બેઠેલા છે એમ જાણવું અને આપણે પણ તેમજ સમજવું જોઈએ.

---

ૐ

## ૐકાર સ્વરૂપ પંચાયતન અભેદ શ્રી મહાગણપતિના ઉપાસક ભક્તરાજનાં લક્ષણો.

---

(પ્રકાશક) રા. કાશિશંકર વિશ્વનાથ માસ્તર. ગામ ઓરાનાએ પરમાર્થ પ્રસિદ્ધ કર્યાં છે.

---

॥ इंद्रउवाच ॥ वद ब्रह्मन् महाभाग चिन्हानि गणपात्मना ॥
कैश्चिन्हैःसंयुता नित्यं गाणपत्याश्चरंतिहि ॥१॥
॥ नारदउवाच॥ सर्वांगे चंदना लेपो रक्त चंदन संयुतः ॥
शमीमंदार मालाच तेषां हस्तेगले भवेत् ॥२॥
सदा गणेश नाम्नश्च श्रवणे तत्पराःस्मृताः ॥
किर्तने भाव संयुक्ताः गाणपत्याइमे बुधाः ॥३॥

॥ इंद्रस्वभावो हरिनो भवेत्कदा येनिस्पृहा योगधराः सुनिर्मलाः ॥
॥ गाणेश्वरा वंदनशीलकाःसदा तान् गाणपत्या न्प्रवदंतियोगिनः॥४॥
॥ नित्यं स्वधर्मेणच संयुतास्तथा नमानयंतिह्यपवर्ग कंकदा ॥
॥ भवन्ते निमग्ना गणराज कर्मणि तान् गाणपत्या न्प्रवदंति योगिनः॥
॥ नस्थान मेहादिक माश्रयंति ये प्रारब्ध मात्रेत्यवलंबिनो परे ॥
॥ चिंतामणौ चित्तनिवेश काःसदा तान् गाणपत्यान् ॥६॥
॥ श्रौते तथास्मार्त्त भवेषु कर्मणि संसक्तदेहा गणराज सिद्धये ॥
॥ सर्वाणि कर्माणि समर्प्य भेजये तान् गाणपत्यान् ॥७॥
॥ निंदांस्तुति वीक्ष्यविकार वर्जिताः कांता सुवर्णादिषु भावहीनकाः॥
॥ भाटंति विघ्नेश्वर भक्ति कालसा स्तान् गाणपत्यान् ॥८॥
॥ आच्छादिता येन चर्केनभाविता स्तिरस्कृता देववरिष्ठ भोजिनः॥
॥ जीवैर्हता दोषविहीन चेतस स्तान् गाणपत्यान् ॥९॥
॥ नेच्छन्ति कैलास [illegible] लोकं न ब्रह्मभूयं न रसांरसातलं ॥
॥ भक्तिसदेच्छंति गणेश भाविकां तान् गाणपत्यान् ॥१०॥
॥ मुद्गलउवाच ॥ एव मुक्त्वा महेंद्रंस नारदः स्वेच्छया मुनिः ॥
॥ ययौ विघ्नेश्वरं गायं यत्रतत्र प्रजापते ॥११॥
॥ एतत्ते गाणपत्यानां स्वरूपं कथितं मया ॥
॥ श्रवणा त्पाप संभूतमज्ञानं नाशमाव्रजेत ॥१२॥

इतिश्री मद्मान्ये. मौ. पंच. लम्बो. गाणपत्य स्वरूप वर्णनं
नाम चतुर्विंशतितमो ऽध्यायः ॥ २४ ॥

ઇન્દ્ર પૂછે છે—કે બ્રહ્માના મહા તપસ્વિ પુત્ર **નારદજી !!!** ૐકાર સ્વરૂપ **અભેદ** પંચાયતન **ગણપતિ** ની ઉપાસના કરનાર ભક્તરાજનાં **ચિન્હો (લક્ષણો)** કેવાં જોઇએ. ભક્તોનાં લક્ષણો અને ભક્તોનું વિચરણ કેવા પ્રકારે હોવું જોઇએ તે કહો.

નારદજી કહેવા લાગ્યા—હે **ઇન્દ્ર** !!! ૐકાર સ્વરૂપ અભેદ પંચાયતનની **વેદોક્ત** કે **પુરાણોક્ત** ઉપાસના કરનાર **સજ્જન** ભક્તરાજ ગૃહસ્થોએ પ્રથમ દેવપ્રસાદ **રક્તચંદનનો** પોતાના સર્વાંગે લેપ કરવો જોઇએ. તેમ પોતાના **હાથમાં** અને **ગળામાં શમી** અને **મંદારની** માલા ધારણ કરવી. ૐકાર સ્વરૂપ શ્રીમહાગણપતિના અનેક નામોનું **સ્મરણ** કરવામાં અને મહિમાનું **શ્રવણ** કરવા સાવધાન રહેવું. તેમજ પરમેશ્વર ૐકારના અનેક નામોથી **કિર્તન** કરવું. પોતાના કલ્યાણકારી પ્રભુ પ્રત્યે સાચા ભાવથી વર્ત્તન ચલાવનારને વિદ્વાનો **ગાણપત્ય** કહે છે.

એવા ભક્તરાજ પુરૂષોએ પોતાના હૃદયમાં સુખ દુઃખ ભાવ—રાગ-દ્વેષભાવ—હર્ષ શોકભાવ—અહં મમભાવ—માનાપમાનભાવ—ઇ. અનેક દ્વંદ્વોનો પ્રવેશ થવા દેવો નહિ. સર્વ **પ્રકારથી** નિસ્પૃહ રહેવું જોઇએ. **शिवे विष्णौ च शक्तौच सूर्येमयिनराधिप ॥ याऽभेद बुद्धियोंगःस सम्यग्यो गोमतो मम ॥** એમ પરમેશ્વર ૐકારનાં ગણેશ શિવ વિષ્ણુ સૂર્ય શક્તિ એ પાંચે નામમાં સમાન અથવા અભેદ યોગ ધારણ કરી ભજન પૂજન કરવું. કોઇ પણ નામની નિંદા કરવી નહિં તેજ **અભેદ યોગ** કહેવાય છે. વળી પાપ—પાખંડ દંભ—છળકપટ, પ્રપંચ—અનૃતવાણી અને અહં મમત્વ **મળથી** સદાએ **નિર્મલ** રહેવું. ૐકાર પંચાયતનની અભેદ ઉપાસના કરનાર ભક્તોને **નમસ્કાર** કરવા. બ્રહ્મચર્યનું શ્રેષ્ટ પાલન કરવું એવા મુમુક્ષુ ગૃહસ્થ સજ્જનોને **મહાયોગીજનો** ૐકારના શ્રેષ્ટ **ઉપાસક** કહે છે.

હમેશાં સનાતન વૈદિક ધર્મની મર્યાદાપૂર્વક પોતાના વર્ણ—જાતીના

ધર્મોનું યથાર્થ સેવન કરવું. ( **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોએ** પોતપોતાના વર્ણ જાતીના ધર્મની મર્યાદાએ પોતાનું વર્ત્તન રાખવું. અન્યના ધર્મ સેવવા નહિં ) સ્વર્ગાદિક અપવર્ગની શ્રેષ્ટતાનું માન ધરવું નહિં અને સદાકાળ ૐકારનાથ અભેદ પંચાયતન **ગણુરાજની** સેવા ભક્તિમાં નિમગ્નજ રહેવું. એવા પાત્ર અધિકારી સજ્જન ભક્તરાજને **મહાયોગીજનો** ૐકાર પરમેશ્વરના સાચા **ઉપાસક** કહે છે.

એવા સાચા ભક્તજનોએ રાજ્ય, ધન, ગૃહ આદિ સ્ત્રી પુત્ર સહોદરાદિનો પોતાને માટે **આશ્રય** માનવો નહિં, એટલે દૃઢ નિશ્ચયથી પોતાનાજ **પ્રારબ્ધનો** આધાર રાખી પોતાની જીંદગીનું અવલંબન કરવું. યાને વર્ત્તન રાખવું. પોતાના ચિત્તપ્રદેશમાં તે ૐકાર સ્વરૂપ પંચાયતન અભેદ **ચિંતામણી** પરમાત્મા પૂર્ણપણે સ્થિત છે એમ સાચી રીતે સમજવું. કોઇ પણ **એક** નામનો **આગ્રહ** ધારણ કરવો નહિં એવા પાત્ર **મુમુક્ષુ** સજ્જન ભક્તરાજને **મહાયોગીજનો** ૐકારના **ઉપાસક** કહે છે.

સનાતન એવા વેદશાસ્ત્રોમાં કહેલાં **શ્રોત** અને **સ્માર્ત્ત** કર્મોમાં પોતાના અભ્યુદય અને કલ્યાણકારી સત્ય પ્રેમને ધારણ કરી **નિષ્કામ** કર્મો કરવાં અને ૐકાર સ્વરૂપ અભેદ પંચાયતનની પૂર્ણ પરમપદ સિદ્ધિની પ્રાપ્તિને અર્થે તે શ્રોત સ્માર્ત યજ્ઞાદિક કર્મો ૐ **પરમેશ્વરાર્પણ** કરવાં. રજોગુણી તમોગુણી મલીન કર્મો પરમેશ્વરાર્પણ થતાં નથી એમ સમજી સત્વ ગુણથી કરેલાં કર્મો બ્રહ્માર્પણ કરનાર મુમુક્ષુ ભક્તરાજ સજ્જનને **મહાયોગીજનો** ૐકાર સ્વરૂપ પરમેશ્વરના **ઉપાસક** કહે છે

કોઇ પણ જીવાત્માના અંતર પ્રદેશમાં **વ્યાપક**રૂપે **સાક્ષી**રૂપે અને **પ્રિયપતિ** અધિષ્ઠાનરૂપે તે ૐકાર પરમેશ્વરજ નિવસીત છે તેથી કોઈ જીવાત્માની નિંદા કરવી નહિં. તેમ તેમના પ્રત્યેના સ્વાર્થની બુદ્ધિએ સ્તુતિ પણ કરવી નહિં. મોહાંધકારને પ્રાપ્ત કરનાર સ્ત્રીઓ અને સુવ-

બુદ્ધિક વિકારવાળા પદાર્થોમાં **અહં મમતનો** ત્યાગ કરી ગૃહસ્થ છતાં સંન્યાસ યોગ્યતા ધારણ કરી વિકારથી રહિત **નિર્વિકારી** સ્થિતિએ રહેવું, અને યાવત્ દશ્યમાયા બુદ્ધિના ત્રિગુણોરૂપ વિઘ્નોના નાશ કરનાર તે ૐકાર સ્વરૂપ વિઘ્નેશ્વર **વિઘ્નહરણ** પરમાત્માની શ્રેષ્ટ સેવા-ભક્તિ યુક્ત પ્રેમ ધારણ કરી ભક્તજન સમાજને **દર્શનનો સ્પર્શત્વનો** અને **સદબોધામૃતનો** લાભ આપવા પૃથ્વી તલમાં વિચરવું અથવા નિવાસ કરવો, એવા ભક્તરાજને **મહાયોગીજનો** ૐકાર અભેદ પંચાયતન પરમેશ્વરના શ્રેષ્ટ **ઉપાસક** કહે છે.

પામર અને વિષયી પુરૂષોથી ગમે તેવા પ્રકારે **આચ્છાદીત** દેખાતા, ગમે તેવા **નાદાન** દ્વેષી **ધર્માંધ** પુરૂષોથી **તીરસ્કારાયેલા**, અથવા ગમે તેવા **પદાર્થોને** ભુક્તમાન કરતા. ગમે તેવા દુષ્ટ વિચારના જીવોએ **મારેલા**, ગમે તે સ્થિતિમાં છતાં તેવા ભક્તરાજ સંત સજ્જનો પોતાના **પરમહંસની** યોગ્યતાનાં લક્ષણોથી જાગૃતી ભોગવતા, કેવળ અહંમમ દોષરહિત માત્ર શરીરની નૈસર્ગિક વ્યવહાર ચેષ્ટાયુક્ત, શત્રુ મિત્રતા ત્યાગ કરી, શાન્તિ ભોગવે છે. એવા ભક્તરાજને **મહાયોગીજનો** ૐકારના શ્રેષ્ટ **ઉપાસક કહે** છે.

એવા **પાખંડ** દંભ **રહિત પૂર્ણભક્તિને** સેવનારા પરમ ભક્તરાજ પુરૂષો **કૈલાસ વૈકુંઠ** ગોલોક **આદિ** કોઈ પણ લોક પ્રાપ્તિરૂપ પદની અપેક્ષા કદાપી રાખતા નથી. તેમજ પરમપદ **બ્રહ્મભુય** કે રસરસાત-લની પ્રાપ્તિ ઇચ્છતા નથી, પણ સદાકાળ તે ૐકાર સ્વરૂપ પંચાયતન અભેદ **પરમાત્માની** પ્રેમપૂર્વક **આત્મનિવેદન ભક્તિના** યોગથી પ્રભુના ચરણુંનીજ શુભેચ્છા રાખે છે. એવા પરમ ભક્તરાજને **યોગીજનો** ૐકાર પરમેશ્વરના સાચા **ઉપાસક** કહે છે.

એ પ્રમાણે સદ્બોધામૃત વરસાવતા તે નારદમુનિ દક્ષને ભક્ત-રાજનાં લક્ષણો સમજાવી ૐકાર વિઘ્નેશ્વરનું સ્મરણ કરતાં જ્યાં ત્યાં વિચરવા લાગ્યા. હે દક્ષ પ્રજાપતિ!!! એ પ્રમાણે ૐકાર સ્વરૂપ અભેદ પંચાયતનના ઉપાસકનાં, લક્ષણો તમને કહ્યાં. જે શ્રવણ કર-વાથી અને તે પ્રમાણે પોતાનું વર્તન રાખનાર ભક્તરાજ પાપોના સમૂહથી ઉત્પન્ન થતા અજ્ઞાનનો સત્વર નાશ કરી શકે છે. અંતે પરમપદને પામે છે. ૐ ૐ ૐ



ॐ श्री आशापूरकाय नमो नमः ॥

# સનાતન વૈદિકધર્મિ બંધુઓના લાભાર્થે.

સનાતન વૈદિક ધર્મના ૧ **ધર્મ**સાહિત્ય ૨ **કર્મ**સાહિત્ય ૩ **જ્ઞાન**સાહિત્ય ૪ **તત્વ**સાહિત્ય ૫ **યોગ**સાહિત્ય અને પદ્મપદ વિજયી **ભક્તિસાહિત્ય**ની શુદ્ધ મર્યાદાનો ત્યાગ કરી સ્વચ્છંદવર્ત્તન ચલાવવાથી અત્યારની **ભારતની** ચાતુર્વર્ણ્ય પ્રજા **પરાધીનતા**—રોગ—દુષ્કાલ—મોઘવારી—અતિવૃષ્ટિ—અનાવૃષ્ટિ કુસંપ—દ્વેષ—**વિષયાંધત્વ—દેહાભિમાન** આદિ અનેક વિપરીત **ભયાનક** આફતોના ભોગો ભોગવી રહી છે. તેમ **નાસ્તિકતા** આદિ વિકર્મનો **આત્મઘાતી** ભ્રષ્ટ વ્યવહાર સેવી રહી છે. આવા સમયે શ્રી પરમેશ્વરની **અકૃપારૂપ** દુઃખનો અંત લાવવાની જરૂર વિચારનાર સનાતની પ્રજા પ્રભુને પ્રસન્ન કરવાની અનેક યોજના તપાસે છે. એવા સનાતન **સ્વધર્મ** બલની સ્હાયતા ઇચ્છનાર બંધુઓને માટે—

(ધ્યાન કરવા યોગ્ય.) (જ્ઞાન જાણવા અનુભવવા યોગ્ય)

ॐકારની **છબી.** ॐકારના આકારમય શ્રીમહાગણપતિની **છબી** તથા સમજનો **નિબંધ**—તૈયાર છે. **દેવમંદિર—ગૃહમંદિર—દિવાનખાનાં** શોભાવો. **હૃદયમંદિર**માં સ્વયંપ્રકાશ **જ્યોતિ** પ્રકટાવો, કલ્યાણ કરો, કૃતાર્થ થાઓ.

બે **છબીઓ** અને **નિબંધ** સાથે લેનારને માત્ર રૂ. ૦—૮—૦. પોષ્ટેજ મંગાવનારને શિર છે.

મળવાનું ઠેકાણું:—શ્રીમત્ પ. પ. સ્વામીશ્રી **વિનાયક યોગી** મહારાજ,—(લુણાવાડાવાળા.)

હાલ—**ક્ષેત્રનિવાસ,** ઓફીસ ખડકી—**ભરૂચ.**

ૐ

આ નિબંધ સનાતન વૈદિક ધર્મની વૃદ્ધિ ઇચ્છતા વાંડાના ભક્તરાજ શા. નારણભાઇ રણછોડભાઈ તથા : બીલીના બહાભાઈ હરિભાઇએ છપાવી સનાતન વૈદિક સજ્જન બંધુઓને પરમેશ્વરનાં દર્શનનો સારો લાભ : છે. વાંચી અનુભવીને કૃતાર્થ થશે.

આ નિબંધ ૐકાર પરબ્રહ્મ પરમેશ્વરના પં: ( ગણેશ, શિવ, વિષ્ણુ, સૂર્ય અને શક્તિ ) નામરૂપની સના કરનાર શૈવો, શાકતો, વૈષ્ણવો, સૌરો અને ગાણપ... માટે અર્થ સત્તામય સ્વસ્વરૂપનો અનુભવ કરવા નિત્ય પાઠ રૂપનો છે. આથકી ઉપાસના માન્યરૂપ નથી. તેથી સનાતન સ્વધર્મની એકયતા સ્વિકારતાં यतो धर्म स्ततो जयः ॥ આ શ્રુતિ સિદ્ધાન્ત રૂપ પ્રભુ કૃપાએ સનાતન વૈદિક ધર્મિ પ્રજા પોતાની સા સ્વતંત્રતામય સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકનાર છે અને સના વૈદિક ધર્મની પ્રજાને ભ્રષ્ટ કરનાર વર્ણાંતર લગ્ન, પુનર્લ અસ્પર્શાસ્પર્શ—આદિ અનેક નાસ્તિક બોધાદિક કુતર્કોનો કૃપાથી વિલય થશે. માટે ૐ પંચાયતન નામના ઉપાસકોએ એ યોગ ધારણ કરી એકયતા સેવવી જોઇએ. ૐ:

લેખકઃ—

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે
છાપ્યું, ઠે. રીચીરોડ, પાંચકુવા—અમદાવાદ.